14-8-1925

# ટોમસ યાને શરીફ બદમાશ.



Reg No 152

[illegible] સીનેમા સેન્ડહર્સ્ટ રોડ-મુંબઇ.

કીમત માત્ર અર્ધો આનો.

૪૦ ભાગ **# ફેન્ટોમસ** ૪૦ ભાગ



અને

## શરીફ બદમાશ

૪૦ ભાગની તદન નવી ડીટેકટીવ

સીરીયલ

## વીલ્યમ ફોક્ષની કળાનો નમુનો

સીરીયલમા ભાગ ભજવતા કેટલાક જાણીતા

અને પ્રજાના માનીતા પાત્રો.—

**ફેન્ટોમસ**—એડવર્ડ રોઝ મેન,

સેંકડો વેષ બદલી ભલભલા ડીટેકટીવોને થાપ આપનાર
એક શરીફ બદમાશ

**રૂથ**—મીસ "એડના મર્ગી," જેકની માશુક હેરીગટનની એકની એક
લાડકી દીકરી

**હેરીગટન**—એક કીમીયાગર, રૂથનો બાપ

**જેક**—"જોની વોકર," એડી પોલોના ડ્રામા અનાથનગ જાણીતો
ફીલમ પ્રોડયુસર રૂથને આશ-

**ડીક્ષન**—અમેરીકાનો પ્રખ્યાત ડીટેકટીવ એક વફાદાર વીરલો

**દવ બેલફેર**—ફેન્ટોમસની માશુક

# શરીફ બદમાશ.

## પાંચમું અઠવાડયું.

### પ્રકરણ ૧૨.

### ભાગ ૧

### "મોતના મોઢામા."

**એક બે ત્રણ અને ઠાર !**

દુન્યાનુ ચક્કર અજબ છે કબીરજી કહે છે કે —

"ચલતી ચકકી દેખકર દિયા કબીરા રોય
દો પાટનકે બીચમે સાબિત રહા ન કોય'

જેક અને તેની માશૂક નાઝનીન રૂથ હેરિન્ગટનને આજે આકાશ હેઠળ અને ધરતીની ઉપર આશરો આપનાર કોઇ નથી બન્ને પેલા બદમાશ ફૈન્ટોમસની બિહીકને લીધે નહાસ્તા ફરે છે બન્નેની કઇ એવી હાલત થઇ રહી છે કે—

(મુસદ્દસ)

પડે હય મુસીબતમે આફતકે મારે,
બો, ચારો તરફ ફિરતે હંવ બે સહારે,

**નહી બનતી તદબીર કિસમતસે હારે,**
**ખુદાહી બક્ષ અબ ઉનકી બિગડી સવરે!**
**નહી મિલતી રાહત બલા ઢુંઢતી હૈય!**
**જિધરકો વો જાએ કજા ઢુંઢતી હૈય!**

જીવથી કંટાળેલા જીન્દગીથી કાયર થયલા રૂથ અને જેક બન્ને આશક માશૂક રેલવે પાટા ઉપર દુશ્મનોના હાથે બંધાઇને પડેલા આપણે ગયે અઠવાડીયે જોઇ ગયા છીએ શુ તેઓ પોતાના જાન બચાવતા માર્યા જશે? શુ કવખતે તેમને આ દુન્યાથી જવુ પડશે? બન્નેની યુવાવસ્થા એવીજ રીતે બરબાદ થશે? આ વખતે જો સખતમા સખત હૃદયવાલાઓ તેમને જૂએ તો, તેઓના દિલમા પણ એ બન્ને માટે દયા ઉત્પન્ન થયા વિના રહે નહિ

આ બન્ને પાટા ઉપર પડેલા છે એટલામા એક આગગાડી ફુફાડા મારતી અને પુર જોશમા આવી લાગે છે ડ્રાઇવર સમય સુચકતા વાપરી તરત ઇન્જીન અટકાવી બન્નેને છુટા કરે છે

રૂથ અને જેક એક નજીકના સ્ટેશનપર જાય છે પણ પેલા બદમાસ ફેન્ટોમસનો જાસૂસ છાયડાની માફક તેમની સાથેજ છે। તે આ બન્નેને હાથે હાડ માર થતા જુએ છે અને તરતજ જઇને પોતાના સરદાર શરીફ બદમાશને તેમના છુટા થવાની ખબર આપે છે।

જેક અને રૂથ બન્ને જીવ લઇને ત્યાથી નહાસે છે બદમાશ પોતાની ટોળી સાથે આ બન્નેની પુઠ પકડે છે આ વખતે આ લોકોની નહાસ ભાગ જોવા લાયક છે જેમ હરણનુ જોડુ એક વિકરાળ વાઘની બિકે જીવ લઇને નહાસે છે તેજ સ્થિતી આબાદ જેક અને રૂથની થઇ રહી છે મોતની માફક ફેન્ટોમસની ટોળી પાસે આવી લાગે છે આ વખતે એ લોકોના સારા નસીબે ઝડપમા દોડતી એક ટ્રેન ત્યાં આવી લાગે છે ડુબતો માણુસ ફીણને વળગે-તેમ છેવટના ઇલાજ તરીકે બન્ને પુલપરથી ટ્રેનમા ભુસકો મારવાનો નિશ્ચય કરે છે" તખ્ત યા મોતનો વખ્તો "–

આ તો સર કે તે હુંય યા લેતે હય દિલબર અપના
આજ ઝગડાહી ચુકા હે તે હય ચલ કર અપના!

ટ્રેનમાં બન્ને પુલપરથી કુદકો મારે છે!

બુલબુલો હાથમા આવીને છટકી ગયલા જોઈ, પેલો બદમાશ મોટરમા બેસીને તેમની પૂઠ પકડે છે "તેમને પકડીજ પાડીશુ" એવો નિશ્ચય કરી ચાહોમ મોટર દોડાવે છે મોટર આ વખતે એટલી ઝડપથી દોડે છે કે, તે જોઈને રૂવેરૂવા ઉભા થાય છે

આખરે આ બદમાશો ટ્રેનને પકડી પાડે છે અને સઘળા ડબ્બામા ઘુસી જઇ જેકને પટકી પાડી, રૂથને મોટરમા બેસાડી પલાયન કરી જાય છે જેક બિચારો એકલો રહી જાય છે તે પણ પોતાના જાનથી કટાળી ગયો છે તે ટ્રેનમાથી કુદી પડે છે અને તેમની પૂઠે નહાસે છે આધાર વગરનો જેક, શુ કરે બિચારો! મોટર તો શુ પણ તેની પાસે આ વખતે ખટારોએ નથી!

( મુખમ્મસ )

મદદ કો અપની કોઇ દુસરા નહી રખતે,
જો દર્દ દુર કરે વોહ દવા નહી રખતે,
જો હો કબુલ હમ અયસી દુવા નહી રખતે,
કોઈ હબીબ કોઇ આશના નહી રખતે,
કીસીકી આસ બગયરઝ ખુદા નહી રખતે!

આખરે કુદરત એ નિરાધારોની મદદે આવે છે મોટર એટલી ઝડપમા દોડતી જોઇ પોલીસને આ લોકોની ઉપર શક જાય છે આખરે તેમની પૂઠ પકડવામા આવે છે અને પોલીસની મોટર સાઇકલ આ બદમાશોની મોટરને પકડી પાડે છે મોટર ઉભી રહે છે

"તમે આ બાનુને કયા લઇ જાઓ છો?" પોલીસે સવાલ કર્યો.

"એને અમે એક સેનીટોરીઅમમા લઇ જઇએ છીએ" રેડીમેડ જવાબ મળ્યો.

પોલીસ અમલદાર અને ફ્રેન્ટોમસની ટોળીને વાતોમા રોકાયલા જોઈ, ચંચલ રૂથ આ તકનો પૂરેપૂરો લાભ લઇ, મોટરમાથી કુદી, મોટર સાઇકલપર બેસી અને યાહોમ મોટર સાઇકલ દોડાવી નહાસી છુટે છે ફ્રેન્ટોમસ તેણીની પુઠ પકડે છે,

રસ્તામા રૂથને તેનો આશક જેક મળે છે અને તેજ મોટર સાઈકલ ઉપર બેસી બન્ને નહાસે છે રસ્તામા મોટર સાઈકલને અકસ્માત નડે છે ચૂરેચૂરા થઇ જાય, છે જેક ઝખ્મી થાય છે —

ન હો આરામ જો હાસિલ તો વો કયસા જીના,
જીન્દગી ચયનસે ગુઝરે તો હય અચ્છા જીના.
યે તો મરનેસેભી બદતર હય હમારા જીના,
એક આફતસે તો મરમરકે હુવા થા જીના
પડ ગઇ અઓર યે કયસી મેરે અલ્લાહ ! નઇ '

---

# પ્રકરણ ૧૩

---

## ભાગ ૨

---

## વફાદાર ઇન્ડિઅન.

નજુક જાતીને એક વખત તો પોતાનીજ સભાળ લેવી મુશકિલ થઈ પડે છે પણ વખત પડતા, મુસીબતમા, સકટમા, એજ નાજુક જાતી શુ કરી શકે છે, તે જોવા માગતા હોવો, તો, રૂથની બહાદુરી અને હિમ્મત ભર્યા કામો જરૂર જુઓ !

એક તરફ તો દુશમનો અને લોહીના તરસ્યા શત્રુઓએ પુઠ પકડી છે જગલનો મામલો છે જ્યા વિકાળ અને ફાડી ખાનારા પ્રાણીઓની બીક લાગી છે મોત અને જીવનનો માથી જેક જેવો-

નિર્દોશ બાળા પર બળાત્કાર ગુજારનાર પેલો શાહુચોર ફેન્ટોમસ આખરે પોતાના પાપને ફેજે પુગ્યા વીના રહેનાર નથી.



૪૦ ભાગ ફેન્ટોમસ યાને શરીફ બદમાશ ૪૦ ભાગ

ખુદાની, લાકડીનો અવાજ નથી

આશક જખ્મી છે કોઇ મદદ કરનાર નથી, કોઇ આશરો આપનાર નથી પણ આફ્રીન છે ઓ બહાદુર અબળા તારી હિમ્મત ઉપર !! જ્યારે આપણા હીદમા આવી બહાદુર બાળાઓ જન્મ પામશે ત્યારેજ હીદનો ઉદય થશે રૂથ જરાએ હિમ્મત હારતી નથી જરાએ નિરાશ થતી નથી પોતાના આશકને ઉચકીને આગળ ચાલે છે.

પેલા બદમાશો, હવે તે જગા ઉપર આવે છે, જ્યા રૂથની મોટર સાઇકલ ભાગી છે તેઓ ત્યાજ થોભી જાય છે અને જેકના પગલાના ચિન્હો ઉપરથી તેજ તરફ જાય છે માર્ગમા તેમને એક અમેરીકન ઇન્ડિઅન અને તેનો છોકરો મળે છે, જેને તેઓ મોટર સાઇકલના સબધમા પૂછે છે પણ કાંઈ સતોષ કારક જવાબ મળતો નથી

રૂથ જેકને લઇને ઘસડાતી ઘસડાતી એક ઝુપડી પાસે આવે છે અને તેમા ઘુસી જાય છે તેને ત્યા એક ખુણામા ખાટલા પર સુવાડે છે એટલામા ઝુપડીના માલિકો આવી લાગે છે જે કોઇ નહિ પણ પેના બદમાશને જગલમા મળેલો રેડ ઇન્ડિઅન અને તેનો છોકરો છે રૂથ પેલા ભલા ઘરડા અને તેના છોકરાની સામે પોતાની વિપતીની કથા દિલ પીગલાવનારા શબ્દોમા વર્ણવે છે. તેમના દિલમા આ જવાન પ્રત્યે દયા ઉત્પન્ન થાય છે અને તેઓ પણ જેકની સારવાર કરવાના કામમા જોડાય છે

એટલામા ઝુપડીમાથી પેલા ગામડીઆનો છોકરો પેલા બદમાશ ટોળાને આવતા જુએ છે અને રૂથને તે વિષેની ખબર આપે છે હવે શું કરવુ તેના વિચારમા બધા પડી જાય છે આખરે તેમને યુક્તિ સુજ પડે છે જેક અને રૂથ બન્નેને લઇ જઇ ઝુપડીના માળીઆ પર ઘાસની પુળીઓની અન્દર સતાડી દે છે અને બન્ને ઝુપડામા આવીને બેસી રહે છે ઘરડો કઇ થયુજ નહિ હોય, તેમ પોતાની પાઇપ સળગાવી ફુકતો બેસે છે.

ફ્રેન્ટોમસની ટોળી ઝુંપડીમા ઘુસી આવે છે પણ આ બદમાશોની નીરાશા વચ્ચે તેઓ ત્યા ઘરડા અને તેના છોકરા ઉપરાત કોઇને જોતા નથી પણ એટલામા બદમાશ ફ્રેન્ટોમસ એક લોહીથી ખરડાએલું ચીથરુ ત્યા

પડેલુ જુએ છે અને તેના દિલમા શકા ઉત્પન્ન થાય છે કે રૂથ અને જેક ત્યાજ હોવા જોઇએ ફ્રેન્ટોમસનો એક માણસ માળીઆપર જઇ ઘાસની પુલીઓમા જુએ છે પણ બન્ને ઉડા દટાયલા હોવાના સબબે તેને કઇ પત્તો લાગતો નથી તે નીચે આવે છે અને પોતાના સરદારને તે વિષેની ખબર આપે છે

"ઓ ઘરડા બુબખ!" ફ્રેન્ટોમસ પેલા બુઢા ગામડીઆને ધમકાવતા બોલ્યો યાદ રાખજે મને જો તે દગો આપ્યો હશે તો છેલ્લી પ્રાર્થના કરી લે અને મરવા માટે તઇયાર થઇજા--"

આ વાત ચાલે છે એટલામા તો ઉપરથી ઘાસની પુલીઓમાથી ફ્રેન્ટોમસના હાથ ઉપર લોહીના બે ચાર ટીપા આવીને પડે છે તે યકાયક ઉપર જુવે છે

"જો ત્રણ ગણતા સુધી" ફ્રેન્ટોમસે ઉશકેરાઇને બુમ પાડી તેઓ બહાર નહી નીકળી આવશે તો ગોળી છોડી બન્નેને ઠાર કરીશ



## પ્રકરણ ૧૪.

### ભાગ ૧ લો

### બળતી ત્રેન !

ઇન્ડિઅનના અર્થેજ વફાદાર હોય છે પછી તે રેડ ઇન્ડિઅન હોય કે બ્લેક ઇન્ડિઅન પેલો ગામડીઆનો છોકરો છરી વડે પોતાનો હાથ કાપી લે છે અને લોહીના ખરડાએલા હાથ સાથે માળીઆની નીચે ઉતરે છે ફ્રેન્ટોમસ થાપ ખાઇ જાય છે અને તે પોતાની ટોળીની સાથે ઘુપડી છોડી જાય છે પણ પોતાના જાસુસને આ ગામડીઆઓ પર દેખરેખ રાખવા માટે છોડી જાય છે જેક અને રૂથ ઘાસની ગંજીમાથી બહાર નીકળે છે અને પોતાના જાન બચાવવા માટે આ ગામડીઆઓનો આભાર માને

છે થોડા દીવસની સારવાર પછી જેક સારો થઇ જાય છે અને બને પોતાના બચાવનારાઓનો આભાર માની બહાર નીકળે છે

હવે હેરીગટન જે ફ્રેન્ટોમસની કેદમા છે તેને પેલા પારકા માણુસના સ્વાધીન કરવામા આવ્યો છે પણ તે પારકો જેને ફ્રેન્ટોમસ પોતાનો મદદગાર સમજે છે તે ખરી રીતે તો પોલીસનો માણસ છે તે હેરીગટનને તે વિશેની ખબર આપે છે કે "તુ ગભરાતો ના હુ તને છોડાવવા અને જેક તથા રૂથની સભાળ લેવા માટે પોલીસ તરફથી આવ્યો છુ"

હવે ફ્રેન્ટોમસની સાથી એટલે કાળા બુરખાવાલી પેલાસ્ટરેન્ઝર અને હેરીગટનને લઇને જીપસીના કેમ્પમા આવે છે ત્યા તે લોકોને જીપસી તરફથી આવકાર મળે છે અને બન્નેને કેમ્પમા રાખવામા આવે છે

જેક અને રૂથ ઝુપડીમાથી નીકળી એક સ્ટેશન ઉપર આવે છે જાસુસ પુઠે હોવો જોઇએ અને પેલો બદમાશ તેમની શોધમા છે એ ધાસ્તી તો તેમને લાગીને લાગીજ છે આખરે તેમને એજ ઉપાય સુજ પડે છે કે, કોઇ ટ્રેનમા ભુસકો મારવો અને પોતાના જાન બચાવવા આખરે એક ટ્રેન આવી લાગે છે અને બન્ને તેમા ભુસકો મારી નહાસી જાય છે

બદમાશ ફ્રેન્ટોમસનો જાસુસ તો તેમની પુઠે પવન મીસાલ લાગેલો છે એટલે તે જઇને પોતાના સરદારને ખબર આપે છે કે "સુનાની ચલ્લી" ફરીથી પજામાથી છટકીને ઉડી ગઇ ફ્રેન્ટોમસ નજીકના સ્ટેશન પર આવી લાગે છે અને પુછપરછ ચલાવે છે

સ્ટેશન માસ્તરને શક જવાથી બીજા સ્ટેશન ઉપર તાર કરે છે કે શક ભરેલા આસામીઓ આગલી ત્રેનમા છે એટલે મદદ મોકલવી

ફ્રેન્ટોમસ અહીંજ થોભતો નથી પણ ત્રેનની પુઠ પકડે છે અને આખરે તેને પકડી પાડે છે પણ જેક ચેતી જાય છે અને તેના તરફ પિસ્તોલ ટાકે છે!



આજના જમાનામા જેટનુ થાય તેટનુ થોડુ છે  કેટલાકો સવાલ પુછે છે કે શરીફ બદમાશ હોઇ શકે કે ?

વીલ્યમ ફોક્સની તદન નવી ડીટેક્ટીવ સીરીયલ



ભલા મ ણુસોના નાખના દાડા આગળ આખની સામે રોજ બદમાશી નજરે પડે છે છતા પણ તે લોકો આવો સવાલ પુછે છે

# પ્રકરણ ૧૪

## ભાગ ૨

બીજી ત્રેનમા જે મદદ આવે છે તેને અટકાવવા માટે ફેન્ટોમસ હોહાહોડ કરે છે આ બદમાશ એન્જીન ડ્રાઇવરને ફેકી દે છે અને તેની જગા ઉપર પોતે ચઢી બેસે છે એટલામા ફેન્ટોમસના માણસ અને જેક વચ્ચે ઝપાઝપી થાય છે જેક ડબાની ઉપર જાય છે એટલામા એક બીજો બદમાશ બાસકેટમાથી બહાર નીકળીને રૂથને પકડી પાડે છે અને બેઉ વચ્ચે સખત ઝપાઝપી થાય છે રૂથને તે ત્રેનની બારી વટે ધસડી લઇ જવાની જબરી કોશિશ કરે છે એટલામા જેક ડબામા આવી લાગે છે અને પેલા બદમાશો સાથે ખુબ ઝપાઝપી કરી તેને પોતાના રાઠોડી મુક્કાનો મવાદ ચખાડે છે

યકાયક જેકના ડબામા આગ લાગે છે અને સ્ટેશન ઉપર તાર કરવામા આવે છે કે ત્રેન સળગી ઉઠી છે ત્રેન તો જોરમા દોડયાજ કરે છે એટલામા તે પુલ ઉપર આવે છે અને કરર ભુસ કરીને ડબાઓ પાણીમા તુટી પડે છે। રૂથ અને જેક પાણીમા તરતા નજરે પડે છે

---

# પ્રકરણ ૧૫

## ભાગ ૧

## પવિત્ર હાર

જીપસીના કેમ્પમા હેરીમટનને અને બ્લેકને એક તબુમા રાખવામા આવ્યા છે ત્યારે પેલી કાલા બુરખાવાલી કરતુકી એટલે ફેન્ટોમસની સાથે લગન કરવાની ઉમેદમા ને ઉમેદમાજ દીવસો ગુજારતી નફ્ફટ નારી

પેલા જીપસીને એવી થાપ આપી રહી છે કે પેલા તબુમા જે બે માણુસો છે તે તો પોલીસવાલાઓ છે અને તને તારા આગલા ગુનાહ બદલ પકડવા આવ્યા છે

"મારે લે આ છરી અને તે બન્નેને ઠાર કર" આ ઉપરથી પેલો જ અલી જીપસી હાથમા ધાર દાર છરી સાથે હેરીગટનના તબુમા ધુસી આવે છે

પણ પેલો પોલીસવાલો જે તેજ તબુમા છે તે જીપસીને આવતો જોઇ તબુમા છુપાઇ જાય છે અને જીપસી જેવો છરી લઇ તબુમા ધસી આવે છે તેવોજ તેને પકડી પાડી કહે છે

"જો તુ મને ફેન્ટોમસને સપડાવવામા મદદ કરશે તે તારા આગલા બધા ગુનાહ માફ કરીશ"

જીપસી ફેન્ટોમસને સપડાવવાનુ વચન આપી બહાર નીકળે છે

રૂથ અને જેક તરીને કીનારા ઉપર આવે છે અને ભટકતા ભટકતા જીપસીના કેમ્પમા આવી લાગે છે પેલો જીપસી રૂથને એક જુદા તબુમા રહેવાની સગવડ કરી આપે છે અને જેકને કહે છે કે તુ બીજા તબુમા જા જ્યા બીજા બે જણા પણ રહેલા છે

જેક હેરીગટનનીવાલા તબુમા આવે છે અને ઘણે લાબે વખતે પેલા ભવીષ્યના સસરા જમાઇનો મેળાપ થાય છે હેરીગટન પેલા પોલીસવાળા સાથે જેકની ઓળખાણ કરાવે છે આ વાતચીત ચાલે છે તેટલામા પેલો બદમાસ ફેન્ટોમસ પોતાના સાથીઓ સાથે તેજ કેમ્પ તરફ ધસી આવે છે જેક ફેન્ટોમસને આવતો જોઇ લે છે

જીપસી ફેન્ટોમસને ખબર આપે છે કે હેરીંગટન રૂથ જેક અને બ્લેક પણ અહીજ છે

જેક મામલો સમજી જઇ મદદ મેળવવા આસ્તે રહી બહાર છટકી જાય છે ફેન્ટોમસ હેરીગટનના તબુમા આવે છે

પેલો પોલીસવાલો ફેન્ટોમસને જોઇને ઉભો થાય છે ફેન્ટોમસ હજુ સુધી આ પોલીસવાલાને પોતાનો મળતોજ સમજે છે.

પોલીસવાલો આ વખતે આ શરીફ બદમાશને જબરી થાપ આપી કહે છે "સરદાર તમે નચિંત રહેજો હુ આ બુઢ્ઢા ઉપર બરાબર દેખરેખ રાખુ છુ"

આ ચોરોનો ચોર બદમાશોનો સરદાર ભલભલા ડીટેકટીવોને થાપ આપનાર અત્યારે પોલીસના એક નાના અમલદારને હાથે થાપ ખાઇ ગયો છે

હવે ફ્રેન્ટોમસ હેરીંગટન તરફ ફર્યો "હેરીંગટન હુ રૂથને મળવા જાઉ છુ તેણી પણ અત્રેજ આવેલી છે"

અને ફ્રેન્ટોમસ ખુશાલ ચહેરે તે બન્નેને ત્યાંજ છોડી, રૂથવાળા તંબુ તરફ આવે છે

પણ રૂથનુ પુછવુજ શુ --

"ભવે તનતી હેય ખંજર હાથમે હેય તનકે બયઠે હેય !
કિસીસે આજ બીગડી હેય, જો વો ચો બનકે બયઠે હેય" !

---

# પ્રકરણ ૧૫

---

## ભાગ ૨

---

## આફતમા પડેલી રૂથ.

પેલા બદમાશ બહારવટીઆ ઉપર પોતાનો જાન અર્પણ કરી ચુકેલી કાલા બુરખાવાલી ફ્રેન્ટોમસને ખબર આપે છે કે "હેરીંગટન સાથે જે માણુસ પેલા તંબુમા છે જેને તુ તારો મદદનીશ સમજે છે તે તો પોલીસનો માણુસ છે" આ સાભળી ફ્રેન્ટોમસ એક મસ્તાન હાથી પેઠે કુદકો મારીને ઉભો થાય છે અને તરતજ માણુસોને હુકમ કરે છે કે "પેલા બદમાશને હમણાજ મારી પાસે લઇ આવો"

## ફ્રેન્ટોમસ યાને શરીફ બદમાશ



ચોરીનો આરોપ

નામદાર જજ સમક્ષ

પેલી ભોલી ભાલી નાઝનીન રૂથ અત્યારે તો સંકટના ભારે બોજા નીચે રોજ બરોજ વધારે અને વધારેજ દબાતી જાય છે

પરંતુ આખરે તો નેકીનીજ ફતેહ છે

હુકમ મળતા તરતજ પેલા પોલીસવાલાને ફ્રેનટોમસની સામે ઉભો કરવામા આવે છે

અત્યારે ફ્રેનટોમસે પોતાનો ચહેરો જેટલો બની શકે તેટલો ક્રોધમાન બનાવ્યો

પરતુ પેલા પોલીસવાલાના પેટનુ પાણીબી હીલતુ નથી "કેમ બદમાશ તે મને પણ ઠગ્યો નહી" ફ્રેન્ટોમસનો ધાડો અવાજ સભળાયો પરતુ ફ્રેન્ટોમસ હજુ તો પોતાનુ વાકય પુરૂ કરે તેટલામા તો પેલા પોલીસવાળાએ એક મજબુત મુક્કો ફ્રેન્ટોમસના મોઢામા મુકી દીધા પાછળ ઉભેલા ફ્રેન્ટોમસના સાથીઓએ તરતજ પોલીસવાલાને પકડી લીધો

'લઈ જાઓ આ બદમાશને દુર કરો મારી આગળથી" સરદારનો હુકમ મળતાજ પેલા બે ચાર હીચકારાઓ એ પોલીસવાળાને ખેચી તાણીને એક ઝાડ આગળ લઇ જઇ ઝાડ સથે બાધ્યો

x + +

આજે જીપસીના કેમ્પમા ખુબ ધાધલ, ધરપચ, મચી રહી છે માણસો અહીંથી તહીં ને તહીંથી અહી, ખુબ દોડધામ કરી રહયા છે કાય નહી કરે આજે પેલો બદમાશોનો બાદશાહ, ચીનનો શાહુકાર શુર પર ચઢયો છે આજે તે પેલી નીર્દોશ બાળા રૂથ સાથે લગન કરવા માટે એક વાર પાછો ઘોડે ચઢયો છે

અત્યારે જીપસીઓના રીત રીવાજ મુજબ તેના લગનની દરેક તઇયારીઓ થઇ રહી છે

જીપસીઓનો ધારો એવો છે કે જે પુરૂષ કોઇબી સ્રીના ગળામા હાર નાખે તે સ્રી પેલા પુરૂષની પરણેતર થઇ જાય

x x x

હવે પેલા પોલીસવાળાને જે ઝાડ સાથે બાધવામા આવ્યો છે ત્યા તેના સારા નસીબે પેલો વફાદાર ઇન્ડીયનનો છોકરો અચાનક આવી લાગે છે અને તેને મુસીબતમાથી છુટો કરે છે પોલીસવાળો છુટો થતાની સાથેજ—જેમ વાઘ પીંજરામાથી છુટતાની સાથેજ પોતાના શીકારની

શોધમા નીકળે છે તેમ તે પેલા બદમાશ ફેન્ટોમસને સપડાવવાના વીચારમા માહોમ આગળ વધવા લાગ્યો રસ્તામા તેને જેક પણ મળી જાય છે જેક અને પોલીસવાલો સાથે મળીને દુશ્મનોની શોધમા જાય છે પરંતુ રાત પડી ગયલી હોવાથી પોલીસ વાલો જેકને કહે છે

" અત્યારે રાત પડી ગયલી હોવાથી આપણે કાઇબી કરી શકતા નથી જે થાય તે હવે સવારે"

સવાર પડતાની સાથેજ આપણો બહાદુર વીરલો પેવી રૂથની પાછળ ઘેલો ગાડો બનેલો જેક જીપસીની કેમ્પમા જવા નીકળે છે અને જતા જતા પોતાના સાથીને કહેતો જાય છે કે "જો હુ અડધા કલાકમા પાછો નહી ફરૂ તો મારી ખબર કાઢજો'



## શું જેક કેમ્પમાં જઈ રૂથનો છુટકારો કરશે ?



## શુ ફેન્ટોમસ પેલી નિર્દોષ બાળાના ગળામાં, તેણીની ના મરજી છતાં પેલો પવિત્ર હાર નાખી દેશે ?



## તે હમા ાથી કેમ કહેવાય ?

કારણ કે

## છઠીના લેખ કોઇ ઉકેલી શકયુ છે ?



**આવતે અઠવાડચે વધુ અસરકારક જીવ સટોસટના દેખાવો જોવા તમારી તૈયાનીમા રહેજો,**





ફેન્ટોમસ યાને શરીફ બદમાશ
આપણો બહાદુર બારવટીઓ ફેન્ટોમસ આજે પાછો શુર પર ચઢયો છે. અને પેરી નાર્દોષ બાળ રૂથ સાથે પરણવાને માટે એકવાર ફરીથી ઘોડે ચઢયો છે.
ઘણી વખતે પરણતાં પરણતા રખડી ગયો છતાં આ નાર પોતાની જીદ છોડતો નથી.
ગ્લોબ સીનેમા
સેન્ડહર્સ્ટ રો

# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ



## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ

[illegible]